ॐ

# વર્ષ-પ્રબોધ.

## સને ૧૯૨૪ સાલનું સશાસ્ત્ર ભવિષ્ય.

સંપાદક—જ્યોતિર્વિદ-રામ નારાયણ.
"મેદિનીય અથવા રાષ્ટ્રીય જ્યોતિષ" ના કર્તા.



પ્રકાશક:—યશવંત ભિકાજી ગુપ્તે.
૬૮ લેડી જમશેટજી રોડ, મુંબાઈ નં ૧૪.

છાપનાર:—સખારામ ગોવિંદ વિરકુડ, બી. એ.
રવિન્દ્ર પ્રિન્ટિંગ વર્કસ, ગીરગાંવ-મુંબાઈ નં ૪.

કિંમત દસ આના.

મહારાષ્ટ્રના જ્યોતિર્વિદ્ [illegible] નારાયણ—એઓએ આ વરસથી "વર્ષ-પ્રબોધ" એટલે સંવત્સરનો ભવિતવ્ય આપવાનો ઉપક્રમ મરાઠી ભાષામાં ચાલુ કરેલો છે. એનોજ અનુવાદ શ્રીયુત સખારામ ગણેશ મુજુમદાર એઓ પાસેથી કરાવિને ગુજરાતિ ભાષા જાણનારાં બંધુ-ભગીનીઓનાં સેવામાં અર્પણ કરિએ છીએ.

પ્રસ્તુત પુસ્તકોમાંથી જ્યોતિષ-શાસ્ત્રાધારે વર્તવેલા રાષ્ટ્રીય ભવિષ્ય અને વ્યવહારોપયોગી જ્યોતીષ વિષયની માહિતી અત્યંત શાસ્ત્ર શુદ્ધ હોવાથીજ કોઇપણ પરિસ્થિતીમાંના માણસને ઉપયોગી થશે એમ જાણીને આ પ્રયત્ન કરવાનું જોખમ કરેલું છે. આવાં પ્રયત્નમાં વારંવાર સુધારણા થઈને લોકોને એનો વધારે ઉપયોગ થાય એ ઈષ્ટ હોવાથી વાચકવર્ગને જે કંઈ સુચના કરવી હોય તે તેઓએ અમોને અગાઉ જણાવવાથી આવતાં વર્ષનાં પ્રયત્નમાં બનસે તે સુધારણા કરિશું. વર્ષ-પ્રબોધના ગુજરાતિ આવૃત્તિનું કામ મોડું સરૂ થયું છે અને તે તા. ૧-૧-૨૪ નાં આગાઉ પ્રસિદ્ધ કરવું આવશ્યક હોવાથી છાપવાના કામમાં ઘણીજ ઉતાવળ કરવાં લાગી અને તેથી હસ્તદોષના વિગેરે સામાન્ય દોષ હોવાનો સંભવ છે તોપણ આ અમારો પહેલોજ પ્રયત્ન હોવાથી સહૃદય વાચક એ વાસ્તે ક્ષમા કરશે એવી આશા છે.

શ્રી. સખારામ ગોવીંદ વિરકૂડ બી. એ. માલક—રવિંદ્ર પ્રિન્ટીંગ પ્રેસ, એવોએ. પોતાના છાપખાનામાં થોડા વખતમાં આ પુસ્તક છપાવી આપ્યું એ વાસ્તે અમો એમના ઋણી છીએ.

જ્યો. ભાઉરાવ ખોપકર મુ. દાદર એઓએ એ પ્રુફ તપાસવાની તસ્દી લીધી એને વાસ્તે એવોના અમે આભાર માનીએ છીએ.

॥ શ્રી ॥

# વર્ષ–પ્રબોધ.

## જ્યોતિષ–શાસ્ત્રના આધારે

### અને ૧૯૨૪ સાલનું ભવિષ્ય.

———:o:———

ભવિષ્ય જાણવાની ઇચ્છા પ્રત્યેક માણસને હોય છે. એવી ઇચ્છા જેને તદન હોતી નથી એવા માણસો ક્વચિતજ જણાય છે. ઘણે ભાગે એ જાણવાની ઇચ્છા સિદ્ધ થતી હશે તો જ્યોતિષ શાસ્ત્રના આધારથીજ. એવી સમજણ સઘળા દેશમાં–ઘણે ભાગે સુધરેલા દેશોમાં તો થયેલી છે. જ્યોતિષ–શાસ્ત્રના આધારથી ભવિષ્યમાં થનારી હકીકત સમજાતી નથી અથવા તેવું જ્ઞાન થવાની અશકયતા છે, એવાં કેટલાક પંડિતો એકદેશીય રીતે પ્રતિપાદન કરે છે. પણ બીજા અસંખ્ય દેશોના વિચારશીલ વિદ્વાન્ માણસો ફલજ્યોતિષ શાસ્ત્રની સત્યતા વિશે હમેશ અનુભવ આવતો હોવાથી, 'ફલજ્યોતિષ જુઠું છે' એવું કહેનારા ગમે તેટલા વિદ્વાન હોય તો પણ 'नूनं हि ते कविवराः विपरीत बोधाः' એવુંજ કહેવાનો પ્રસંગ ઉત્પન્ન થાય છે. જ્યોતિષ–શાસ્ત્રઉપરથી ફક્ત વ્યક્તિવિશેનાજ ભવિષ્યનો બોધ થાય છે, એવું કાંઇ નથી; પણ તેથી જુદા જુદા દેશોમાં જે રાષ્ટ્રીય ઉથલ-પાથલ થાય છે, તેનું પણ અગાઉ જ્ઞાન મળી શકે છે. વ્યક્તિવિષયક ભવિષ્ય જાણવાનો શાસ્ત્રીય માર્ગમાં વિશેષ સફાઇ થયેલી હોવાથી તે ઘણા લોકોને તે પ્રાપ્ત થાય છે એ માર્ગ એટલેજ ફલજ્યોતિષની 'जातक' એ શાખા છે. જાતકનો લાભ અસંખ્ય લોકોને થયેલો છે અને તે હજી થાય છે; પણ રાષ્ટ્રીય–ભવિષ્ય જાણવાનો રસ્તો ખુલ્લો અને ચોખ્ખો થયેલો નથી. આપણા આ દેશમાં જાતકમાર્ગઉપર પ્રકાશીત થયેલા ગ્રંથરૂપી

દીપ ઘણા થયા છે; તેજ દેશમાં રાષ્ટ્રીય–ભવિષ્ય જાણવાનો ગ્રંથદીપ ઇ. સનના ૫ માં સૈકામાં પ્રગટ થયો. તે પહેલાના એવા ગ્રંથદીપોનું તેજ મંદગતીને પામ્યું હતું. આટલા છેટેના દીવાઓના પ્રકાશમાંથી ભવિષ્યનો માર્ગ ખોળવો એ કામ કેટલું મુસીબતનું છે, તેની કલ્પના દરસાલના ટિપણામાં જે રાષ્ટ્રીય વિષયક ભવિષ્ય વર્ણવાયલું જોવામાં આવે છે તે જોવાથી ખાત્રી થઇ શકે છે. રાષ્ટ્રમાં થતી ઉલટપાલટનું અનુમાન તેમાંથી થઇ શકતું નથી એવું કોણ કરી રાકશે ? એવું અનુમાન કલ્પવું એકઠણ છે. પણ પ્રથમ થઇ ગયેલા શાસ્ત્રકારોને માર્ગ પુછતાં પુછતાં જઇએ, તો ખરો માર્ગ જડ્યા વિના રહે નહી, એવું અમોએ ગયા સાત વરસ પેહલા 'રાષ્ટ્રિય જ્યોતિષ' નામનું પુસ્તક લખીને મરાઠી–વાચકોનાં ધ્યાન-ઉપર લાવેલું છેજ. વ્યક્તિવિષયક ભવિષ્ય પ્રમાણેજ રાષ્ટ્રીય–ભવિષ્ય ઉપકાર લાયક થઇ શકે છે, એવો અનુભવ આવેલો હોવાથી શાસ્ત્રીય માર્ગથી સને ૧૯૨૪ સાલનું આ ભવિષ્ય ગુણગ્રાહક વાંચકો આગળ આદર પૂર્વક રજુ કરીએ છીએ.

ઈ. સ. ૧૯૨૪ ના જાનેવારીની ૧ લી તારીખે નેપચ્યુન સિંહ-રાશીના ૨૦ માં અંશમાં વક્રી થયેલો છતાં ૧૭ અંશ ૩૫ કલા સુધી આવીને તા. ૨૮ એપ્રીલના રોજ તે માર્ગી થાય છે. અને પછી તે તા. ૨૫ નવેંબરના રોજ ૨૩ માં અંશમાં વક્રી થાય છે. તા. ૩૧ ડિસેં. બરેને તે સિંહરાશીના ૨૨ અંશ ૧૪ કલામાં વક્રી છે. સિંહરાશીનો અંમલ ફ્રાંસ, ઇટાલી, સિસલી વિગેરે દેશોઉપર અને રોમ શેહેર ઉપર છે એવું જ્યોતિર્વિદો માને છે, * ને પચ્યુનનું ભ્રમણ જે રાશીમાંથી થાય છે, તે રાશીના અંમલ તળેના દેશોમાં અશાન્તિના ગોટાળઓ, ઠગાઇના પ્રકાર વિગેરે બન્યા વગર રેહતા નથી. લોકોમાં મર્યાદાનો ભંગ થઇને, રાજકીય

---

* 'મેદીનીય અથવા રાષ્ટ્રીય જ્યોતિષ' પાનું ૬૧ જુવો.

પરિસ્થિતિ આનેશ્ચિત અને એબંદશાઈ જેવી થાય છે કશી વાતનો બંદોબંધ ત્યાં રહેતો નથી અને સર્વત્ર આપત્તિ પથરાય છે. ઈ. સ. ૧૯૧૪ સાલના છેલા ભાગમાં એ ગ્રહનો પ્રવેશ સિંહરાશીમાં થયો; અને તે ૧૯૨૪ સુધી એજ રાશીમાં રેહવાનો છે. એટલે આ સમયમાં ફ્રાન્સ અને ઇટાલી વચ્ચે જે ભાંજગડ મચાયલી છે; તે મટવાની હાલ આશાજ રાખી શકાતી નથી. જાનેવારી માસ અને વિશેષે કરીને **આગષ્ટથી પૂરેપનું વાતાવરણ ફ્રાન્સ અને ઇટાલી એ બન્નેના સંબંધ પ્રક્ષુબ્ધ થઇ જશે** સને ૧૯૨૪ માં નેપચ્યુનનો ગુરૂ સાથે ત્રિકોણ–યોગ ત્રણ વખત થાય છે. એ શુભ યોગ ચાલતાના દરમીયાનમાં એઓ ફેબરઆરીની ૧૨ મી તારીખ થી તે માર્ચ અખેર સુધી અને મે માંસ થી તે નવેબર સુધીનો કાળ શાંતિનો વધારો થવાને એનુ ફળ છે. ધાર્મિક સસ્થાઓના કાર્યક્રમને કાંઇક જોર આવશે. સટ્ટાબાજીને પણ જોર આવશે મુંબઈ શેહેરના દરામ ભુવન ઉપર વરૂણની છાયા પડે છે; તેથી મુંબઇમ્યુનિસિપાલીટીના કારો બારમાં ક્રાંતિકારક ફેરફાર થઈ શકશે. નેપચ્યુન અને ગુરૂના શુભયોગના વખત શિવાય બીજા વખતમાં સટ્ટાબાજી, સોનેરી ટોળીઓની ઠગબાજી, પાણીથી સંબંધી કારખાના ઓનાં દીવાલાં, લુટે વિગેરે કારણોથી નેપચ્યુનનું એ ભ્રમણ ઘણુંજ ત્રાસદાયક થશે.

હર્ષલગ્રહ તા. ૧ જાનેવારીના રોજ મીન રાશીના ૧૪ અંશ ૧૬ કલામાં છતાં તે જુન માસની ૨૬ મા તારીખ સુધી માર્ગી છે. તે પછી મીનના ૨૨ અંશમાં વક્રી થઇને તા. ૨૭ નવેંબરના રોજ વક્રગતીથી ૧૭ અંશ કલા ૩૬ સુધી આવે છે અને ત્યાંથી તે માર્ગી થાય છે. તા. ૩૧ ડીસેંબરના રોજ મીનના ૧૮ અંશ ૬ કલા એટલો માર્ગ આક્રમ છે. મીન રાશી તળે પોર્તુગાલ, ગ્યાલેશીયા, નાર્મંડી, વિગેરે યુરોપના દેશો અને હિંદુસ્તાનમાંથી પંજાબ દેશ છે એવું માનવામાં આવે છે. હર્ષલનું ભ્રમણ ઉપર બતાવેલા દેશોમાં સારી રીતે અનુભવમાં આવવુંજ જોઇએ. એ ભ્રમ-

સુધી દેશોમાં જાગૃતિ ઉત્પન્ન થશે. પ્રજાપક્ષને જોર આવે છે અને રાજકીય સંકટો, સંપ અને હુલ્લડો થયા કરે છે. સન ૧૯૧૯ ના એપ્રીલમાં હર્ષલનો પ્રવેશ મીન રાશીમાં થયો; ત્યારથી પંજાબનું સ્થિત્યંતર કેવી રીતે થયેલું છે, તેનો અનુભવ લોકોને આવી ગયેલો છે. સને ૧૯૨૪ માં હર્ષલ સાથે જે યોગ થાયછે તે જો ધ્યાનમાં લઇએ, તો પંજાબ અને મીન રાશીના અમલ તળેના દેશોના લોકોની સ્થિતિ વિશેષ કફંગી થશે એવું અનુમાન થાય છે ફેબરઆરી માસમાં મંગળ–ગુરૂનિ યુનિ હર્શલના કેન્દ્રમાં પડે છે. આ યોગ ઉપર ધર્મજાગૃતિનું મૂર્ખ પણાની લેહેર ભડકશે અને રાજકીય વાતાવરણ ડમડોલ થઇને હુલ્લડો થશે. હર્ષલ–ગુરૂનો કેન્દ્રયોગ ફેબ્રુઆરી, એપ્રીલ અને અકટોબર આ ત્રણ માસોમાં થાય છે. આ યોગોમાં સર્વત્ર સાંપત્તિક સ્થિતિ બગડવાનો ખાસ સંભવ રહે છે અનેક દેશોમાં દેવાળા નિકળશે એમાં આશ્ચર્ય નથી હર્ષલ અને શનિ એ બન્નેમાં સાર્ધ–ચતુષ્ક રાશ્યંતર અથવા ૧૩૫ અંશનો દૃષ્ટિયોગ થાય છે. આ યોગ અધિકારારૂઢ પક્ષને પરિતાપ આપે એવો છે સર્વ દુનિયામાં અધિકારી પક્ષમાં ક્રાન્તિ થતી જાય, એવો એક સામાન્ય દેખાવ સને ૧૯૨૪ ના વર્ષમાં જોવામાં આવશે હર્ષલ સાથે બીજો એક પણ શુભ યોગ થતો નથી. તેથી ઉપર બનાવેલા અશુભ યોગો મટવાના નથી; એટલુંજ નહી પણ તેનો વિસ્તાર સર્વત્ર થવા પામશે એવી પૂર્ણ બીક રખાયછે.

તારીખ ૧ જાનવારીના રોજ શનિ વૃશ્ચિક રાશીના અંશ ૫૬ કલા છે. તારીખ ૧૧ ફેબ્રુઆરીના દિવસેતે વૃશ્ચિક ૨–૨૦ સુધી આવીને વક્રી થાય છે અને તારીખ ૬ એપ્રીલના રોજ વક્રગામી તુળા રાશીમાં પ્રવેશ કરીને તારીખ ૨૯ જુનના રોજ તુળરાશીના ૨૫ અંશ કલા ૩૭ સુધી આવીને પછી માર્ગી થાય છે. એ પ્રમાણે માર્ગી થયા પછી તારીખ ૧૪ સપટેંબરના રોજ ફરીથી તે વૃશ્ચિક રાશીમાં પ્રવેશ કરે છે. તારીખ ૩૧ ડિસેંબરના રોજને વૃશ્ચિક ના ૧૨ અંશ ૨ કલા જેટલો થાય છે શનીનું

આક્રમણ જે રાશીમાંથી થાય છે, તે રાશીના અમલ નિચેના દેશોમા રોગચાળો, ગુન્હાઓ, અસંતોષ, સાર્વજનીક સ્વરૂપના સંકટો આવે છે એવો પ્રાચીન કાલનો જ્યોતિર્વિદોને અનુભવ આવેલો છે. અર્થાત્ તુલા રાશી નીચેના પ્રદેશ અસ્ટ્રીયા, ઇજીપ્તનો ઉત્તર ભાગ, ફ્રાંકફોર્ટ, બ્રિસ્ટલ, જોહાન્સબર્ગ, કોપનહેગન, લીડસ, વ નાટિંગહામ, અને વૃશ્ચિક રાશી તળેના અલજીરીયા, મોરોકો, નાર્વે, ટ્રાન્સવાલ, સીરીયા અને ડોવ્હર, લીવ્હરપુલ, ન્યુફૌન્ડલંડ વીગેરે દેશોમાં ઉપર મુજબ અનુભવ આવશે શનિ ૧૩ અકટોબર સુધી વિશાખા નક્ષત્રમાં રહે છે. વહારામિહરાના મત પ્રમાણે વિશાખા નક્ષત્રનો શનિ ત્રૈગર્ત (લાહોર પ્રાંતના લોકો). અને ચીન એ દેશને તે અનિષ્ટ છે (બ્રહત સંહિતા અ. ૧૦ શ્લોક ૧૧) લાખ, કંકુ, કશુંબો, મંજીષ, લાલ રંગના ફલફૂળના વૃક્ષો તળ, કપાસ, ચણા એ સર્વનો નાશ થાય છે. ઇન્દ્ર અને અગ્નિના ઉપાસકોને ત્રાસ થાય છે. (બ્ર. સં. અ. ૧૫ શ્લો. ૧૫). પછી અનુરાધા નક્ષત્રમાં શનિ જશે ત્યારે તે નેપાળ અને કાશ્મીર એ સ્થળના લોકોને અનિષ્ટ ફળ આપશે.

તા. ૧ જાનેવારીના રોજ ગુરૂ ધનુરાશીમાં ૮ અંશ ૧૩ કલા છે. તા. ૬ એપ્રીલ સુધી ૧૯ અંશ ૫૪ કલા સુધી પ્રયાણ કરીને તે વક્રી થાય છે; તે તા.૭ આગસ્ટના રોજ માર્ગી થઇને તા. ૧૮ ડીસેંબર ના રોજ ધનુરાશી છોડેછે: તા. ૨૫ નવંબર સને ૧૯૨૩થી તા. ૧૮ ડીસેંબર સને ૧૯૨૪ સુધી ગુરૂનું પ્રયાણ ધનુરાશીમાંથી થવાનું છે. આ રાશીનો અમલ જે દેશો ઉપર હોય છે તે દેશ એટલે મહારાષ્ટ્ર, કાઠીયાવાડ, હંગેરી, અરબસ્તાન, સ્પેન વિગેરે દેશો છે. આ દેવગુરૂનું ભ્રમણ સામાન્યતઃ શિક્ષણ આરોગ્ય અને વેપારની વૃદ્ધી કરવાને કારણ થશે. ગુરૂના ભ્રમણ ઉપર દેશની ખરેખર ઉન્નતિ થાય છે.. ધનુરાશીમાં ગુરૂનું આ જે ભ્રમણ થવાનું તેનું શુભ પરિણામ થવાને, હર્ષલના કેંદ્રયોગના લીધે પ્રત્યવાય આવે તેમ છે; પરંતુ ઉપર નિર્દિષ્ટ કરેલા દેશોમાં તેનો સુપરિણામ પ્રગતીકારક થશે એમાં

સંશય નથી. સામાન્યતઃ રાજકીય અને સાંપત્તિક દૃષ્ટીથી, આપણા મહારાષ્ટ્રદેશનો દરજ્જો કાંઇક વધશે, એવું અનુમાન થાય છે. કોલ્હાપુર સંસ્થાન ધનુરાશીના તળે આવે છે. ત્યાં આસુર ગુરૂનો પ્રભાવ સુધારાના રૂપથી ફલીભૂત થવાને ગ્રહોની અનુકુળતા છે.

તારીખ ૧ જાનેવારીના રોજ મંગળ વૃશ્ચિક રાશીના ૧૯ અંશમાં છે. ૨૦ જાનેવારીના રોજ તે ધનુરાશીમાં પ્રવેશ કરે છે. તા. ૧૬ ફેબ્રુઆરીના રોજ તે ગુરૂસાથે યુતિ કરીને આગળ જાય છે આ યુતીના લીધે. ધાર્મિક ચર્ચાની લેહેર દેખાવ આપશે. એ યોગ જુદી જુદી ન્યાતોમાં વૈમનસ્ય પ્રગટ કરશે અને મતભેદ વિગેરે પ્રકાર બનશે. હિંદુસ્થાનના લોકોને આ યોગના કડવા ફળોનો અનુભવ મળશે એવું લાગે છે. મંગળ ૭ માર્ચને મકરમાં અને ૧૫ મી એપ્રીલના રોજ કુંભ રાશીમાં પ્રવેશ કરેછે મે માસના અખેર ભાગમાં એ ગ્રહ નેપચ્યુન સાથે પ્રતિયોગ કરતો હોવાથી ફ્રાન્સ, ઇટાલી, પ્રશિયા, રશિયા વિગેરે સિંહ અને કુંભ રાશીના અમલ તળેના પ્રદેશોમાં કઢંગી અને દુર્ઘટ સ્થિતિને ઉત્પન્ન કરે. આ પ્રતિયોગ પછી મંગળ ૨૫ જુનનારોજ મીન રાશીમાં પ્રવેશ કરે છે. તે પછી તે તારીખ ૨૪ જુલાઇના રોજ મીન રાશીના ૬ ઠા અંશમાં વક્રી થાય છે. વક્ર ગતિથી કુંભ રાશીમાં તે તા. ૨૫ આગષ્ટના રોજ પ્રવેશ કરીને તે રાશીના ૨૫ અંશ અને ૨૦ કલા સુધી ને ભ્રમણ કરશે. તે પછી તા. ૨૨ સપટેંબરના રોજ માર્ગી થઇને તા. ૨૦ અકટોબરના રોજ ફરીથી મીન રાશીમાં પ્રવેશ કરશે. મીન રાશીમાં ૨૭ નવેંબરના રોજ હર્ષલ સાથે યુતિ કરીને ૧૯ ડીસેંબરના રોજ તે મેષ રાશીમાં પ્રવેશ કરવાનો છે. તા. ૩૧ ડીસેંબરના રોજ મેષ રાશીમાં મંગળ ૭ અંશ અને ૧૯ કલા જેટલો છે.

ગ્રહમાલામાંથી પૃથ્વીના બહારનાં મંગળદિ પાંચ ગ્રહોનાં ભ્રમણો અને તેના ફળો આપણા દેશમાં અને બીજે સ્થળે કેવી રીતે અનુભવમાં

આવશે તે સંક્ષેપથી ઉપર બતાવેલું છે, દેશમાં જે ફારફેર થાય છે તેનું વધારે જ્ઞાન થવામાટે સંક્રમણના ફળો વિચારમાં લેવાની ખાસ જરૂર છે. આ ફળો વિશેષકરીને આપણા દેશ પુરતાજ અત્રે અપીએ છીએ.

રવિ સાયન મકર રાશીમાં તા. ૨૩ ડીસેંબર સને ૧૯૨૪ રોજે પરોઢીએ ૧-૪૪ વાગે (મુ. ટા,) પ્રવેશ કરે છે. આ સંક્રમણનો અમલ તા. ૨૦-૩-૨૪સુધી રહેશે. એ સંક્રમણ વખતે મુંબઈમાં તુળરાશીનો ૨૫ મો અંશ ઉદય પામે છે. પ્રથમ ભાવારંભમાં શનિ રવિના દ્વિરાસ્યંતર અને શુક્રના કેન્દ્ર દૃષ્ટીમાં છે. શનીનો રવી સાથે થનારો એ શુભયોગ ઘણે ભાગે જોઈએ તેવો બરાબર છે અને શુક્ર સાથે થનારો યોગ અશુભકારક છે. નવમ ભાવનો ચંદ્ર, તનુસ્થાનના શની સાથે ત્રીકોણ યોગ કરવાને જાયછે પણ તે સાથે તે રવીસાથે પ્રતિયોગ કરવાનો છે. તનુસ્થાનનો મંગળ વૃશ્ચિક રાશીમાં શનીના આગળ ૧૩ અંશ છતાં તે હર્ષલ સાથે ત્રીકોણ કરવા જાયછે. ઉપરના તમામ યોગોનું શુભાશુભ ફળ વિચારમાં લેતાં દેશનું આરોગ્ય સમાધાનકારક રહેવાનું નથી. આ સંક્રમણના તાબા નિચેના દેશોમાંના મ્યુનિસિપાલીટીઓનું મહત્વ અને અધિકારમાં કાંઈક વધારો થશે. ધન-સ્થાનમાં ગુરૂ સ્વગ્રહનો હોવાથી, પરદેશસાંથેનો વેપાર વધશે. વેપારી મંડલમાં આશા ઉત્પન્ન થશે પણ ગુરૂ હર્ષલગ્રહસાથે કેંદ્રયોગ કરવા જતો હોવાથી, અને એ અશુભ યોગ તા. ૧૪ જાનેવારીના રોજ પુરો થતો હોવાથી, અકસ્મિક કારણના લીધે વેપારીઓની નિરાશા થશે. સટ્ટાનો વ્યવહાર અને શેઅર બજાર ને ચાલતો સારો કાળ આવશે; પણ તે થોડા વખતજ ટકશે, દેશની સંપત્તિક સ્થિતિ સુધારવાના માર્ગઉપર જવાની આશા આ સંક્રમણ ઉપરથી જણાતી નથી. આ સંક્રમણનો અમલ ચાલુ છતાંના દરમિયાન પહેલો રવિ ચંદ્ર સયોગ

## —જાનેવારી—

માસના ૬ ઠી તારીખે સાંજે ૬ વાગીને ૧૮ મિનિટથી થાય છે. આ વખતે

સપ્તમ સ્થાનમાં હર્ષલ ગ્રહની શુભદૃષ્ટિમાં રવિચંદ્ર આવે છે. આ યોગ ઉપર પ્રજાપક્ષના ભેદ બાજુપર થઇ જશે અને મહત્વ વધશે. વ્યાપારીય કરાર અને પરરાષ્ટ્રિય પ્રશ્નોને વિશેષ મહત્વ આવશે. ધનસ્થાનમાંનો નેપચ્યુન પંચમ સ્થાનનાં મંગળના કેંદ્રમાં આવે છે. આ યોગથી શહર-બજારમાંના સટ્ટાખોરોના દેવાળા ફુંકાશે. પૈસાની આફરાતફર કર્યાના બનાવો ઉઘાડા પડશે. પેઢીઓ અને બેંકાને આ માસ નુકસાનકારક છે. ચતુર્થ સ્થાનનો શનિ દેશનું આરોગ્ય બગાડે છે. પાંચમાં સ્થાનનો દૂષિત મંગળ ઓરી, તાપ, શીતળા (બળીયો) વિગેરે રોગોથી દેશના બાળકામાની મૃત્યુની સંખ્યામાં વિશેષ વધારો કરશે. લોકોનું ધ્યાન ખેંચાઇ જાય એવા મહત્વના કેસો ન્યાય કોર્ટોમાં આવશે. નેવ્હિગેશન કંપનીઓને આ માસ મહત્વનો જશે. ખાણોમાં કામ કરનારા અને ખનિજ પદાર્થના વેપારીઓ નુકસાનીમાં આવશે. નવમસ્થાનમાંનો રવિચંદ્રનો શુભ દૃષ્ટિ-માંનો હર્ષલ શાસ્ત્રીય શોધ, સંશોધન વિગેરે કામો યશદાયક છે. સન ૧૯૨૪ સાલનો બીજો રવિ ચંદ્ર–સંયોગ

## —ફેબ્રુઆરી—

માસના ૫ મી તારીખે સવારે ૭ વાગીને ૯ મિનીટે થાય છે. આ વખતે રવિ–ચંદ્ર બુધસાથે તનુસ્થાનમાં નેપચ્યુનના પ્રતિયોગમાં આવે છે. આ કુયોગના લીધે આ ફેબ્રુઆરી માસ ગયા માસ કરતાં આરોગ્યતાની બાબ-તમાં ખરાબ જશે. આપસ આપસમાં તડ, તકરારો, ધાર્મિક સબબથી ન્યાત જાતોમાં વિરોધ વિશેષ પ્રખર થશે. પંજાબની પરિસ્થિતિ અણુ-ધટતી ખરાબ થઇ જશે પરદેશોના સંબંધે હિંદુસ્તાનની છેતરપંડી થયેલી ઉઘાડી પડશે. તા. ૨૦ ના રોજ થનારા ચંદ્રગ્રહણના વખત ઉપરથી કામગારો અને મજુર વર્ગ એમનામાં સંપ થવાની બીક રહી છે. બે રોજગારીનો પ્રમાણુ કરતાં વિશેષ વધારો થશે એ ગ્રહણ લાભસ્થાનમાં

થાય છે અને ત્યાંજ નેપચ્યુન વક્ર ગતી છે; એથી કરીને તા. ૨૦ ફેબ્રુઆરી પછી કાયદાકૌન્સીલના કામોમાં ગોટાળા ઉડી જશે. વિરોધી લોકોનું સામર્થ્ય વધારો એટલુંજ નથી તે પ્રભાવશાલી ઠરશે. તા. ૫ નો રવિચંદ્ર વખતે શુક્ર ધનસ્થાનમાં છે; પણ મુંબઇ અક્ષાંશને પીડા આપનારો હર્ષલ ધનસ્થાનમાં હોવાથી, શુક્રની સાંપત્તિક પ્રગતિ દર્શક શુભ યોગનો પરિણામ સારો આવશે નહી. કલકત્તા, મદ્રાસ વિગેરે ઠેકાણે માત્ર શુભ ફળ આપશે. ફેબ્રુઆરીનું આ ચંદ્રગ્રહણ ખેતી, પાકુ અનાજ વિગેરેનું નાશ કરશે. તુર્કસ્થાન, મેસોપોટેમિયા, પોર્તુગાલ વિગેરે દેશોમાં આ ગ્રહણની તીવ્રતા વધારે બતાવશે. આ દેશમાં નાગપુર અને પુના એ ઠેકાણાના લોકોને કષ્ટ દાયક થશે. આ ચંદ્રગ્રહણ પછી

—માર્ચ—

મહિનાની ૫ મી તારીખે સૂર્યગ્રહણ થાય છે; પણ તે હિંદુસ્થાનમાં જણાવવાનું નથી. એ રવિચંદ્ર–સંયોગ આપણા તરફ પંચમ સ્થાનમાં હર્ષલની યુતીમાં અને ગુરૂની અશુભ દૃષ્ટિમાં થતું હોવાથી કેળવણી ખાતાની સ્થિતિ ઘણીજ કઢંગી થઇ જશે; એટલુંજ નથી પણ એ સંબંધે સરકારના ધોરણોના વાજા ગાજા વાગશે. નાટક–ગૃહો, સિનેમા વિગેરે રમત ગમતના સાધનોઉપર કરનો વધારો થવાનો સંભવ છે. રાજકીય સ્થિતિ ઘણીજ પ્રક્ષુબ્ધ થશે. હિંદી રાષ્ટ્રનો દરજ્જો અગર વ્યાપાર વિષયક પરરાષ્ટ્રીય પ્રશ્નોનાં લીધે, પરસ્પરોનો વિરોધ થોડા વખત સુધી બાજુઉપર રહે છે; અને એક બીજાનું ધોરણ સ્વીકારવામાં આવશે. આ ધોરણ યશસ્વી થવાની વકી રખાય છે. આ વખતે વેપારી–તહનામાઓ જે થાય, તો તેથી હિંદુસ્તાનને ફાયદો થશે. સાધારણ વર્ગના લોકો, કામગારો અને મજુર વર્ગ એમની સ્થિતિ સમાધાનકારક રહેશે નહી. સંપ વિગેરેની દેહશત રહે છે. એ માસના ૨૧ મી તારીખે પરોઢીએ ૨–૧૧ મિનીટે પશ્ચિમ

હિંદુસ્થાનના રાજધાનીના શેહેરમાં, પૂર્વક્ષિતિજ ઉપર મકર રાશીનો ૨૨ મો અંશ ઉદય થાય છે; એ વખતે

—મેષસંક્રમણ—

થાય છે. મેશસંક્રમણની ગ્રહસ્થિતિ વરસમાં જે ફેરફાર થવાનો હોય તેની ખાસ દર્શક હોય છે. આ વરસની કુંડલીમાં ધન સ્થાનમાં હર્ષલ તૃતીયના સમીપવર્તી બુધ અને તૃતીય ભવનમાં રવિ, ચતુર્થ ભવનમાં રવિ શુક્ર, સપ્તમમાં વક્રી નેપચ્યુન, અષ્ટમમાં રાહુ અને ચંદ્ર, દશમ ભવનમાં વક્રી શની, લાભસ્થાનમાં ગુરૂ અને વ્યયસ્થાનમાં મંગળ એવી ગ્રહસ્થિતિ આવેલી છે. વર્ષના અધિપતિનો માન વક્રી શનિ જરૂર આવેલો છે. લોકોનો કારક ગ્રહ ચંદ્ર અષ્ટમ ભવનમાં અત્યંત પીડિત થયેલો છે; એટલેજ લોકો રોગચાળાથી પીડીત થશે. સ્પર્શસંચારી રોગોનો ફેલાવો થઇને મૃત્યુસંખ્યા વધી પડશે. રાજભવનમાંનો વક્રી શનિ અધિકારી વર્ગને અને આ દેશના રાજવંશીઓને તાપદાયક થવાનો છે. ધારાસભામાં સરકારના પરાભવ થવાના ઘણા બનાવો બનશે. દડપશાહીનું સત્ર પણ જારીથી શરૂ થશે. જેલ ખાના કેદીઓથી ભરાઇ જશે; એટલુંજ નથી પણ વાયવ્ય પ્રાંત જરૂર ઘણીજ ભાનગડ ઉભી થશે વર્ષ કુંડલીમાં ધન સ્થાનમાં ધનેશ ગુરૂથી પીડીત એવો હર્ષલ છે. ચંદ્ર અષ્ટમ ભવનમાં છે અને તે ગુરૂ, બુધ અને શુક્ર આ ગ્રહોસાથે કેન્દ્ર, પ્રતિયોગ અને સાર્થ ચતુષ્ટય રાશ્યંતર એવા અશુભ યોગ કરે છે. ધન સ્થાનનો ગ્રહપીડીત છે. ધનેષ અને સંપત્તિકારક ગુરૂ પણ પીડીત છે. એટલે એ ઉપરથી કરો અથવા વેરાઓ વધશે એમાં શંકા નથી. આ વેરાઓનાં સંબંધમાં ન ધારેલી વાતો બનશે. જલમાર્ગથી આવતા અને જતા માલ ઉપરની જકાત વધશે. અંતર્ભુત વેપાર અને નિત્ય વ્યવહારની ચીજો ઉપર નવા કરો આવશે અથવા હાલ હોય તેમાં વધારો થશે.

નિમક ઉપરનો કર કમી થવાની આશા નથી. હિંદી સરકારના કૌન્સીલોમાં પૈસો, વેપાર. કરજ, કર, હુંડીયા મણુ વિગેરે સંબંધે આવનારા બીલો, તે ઉપર થનારો વાદવિવાદ અને તે સંબંધે તીવ્ર મતભેદ એ બાબતમાં સને ૧૯૨૪ નું વરસ પાછલા વરસોને પાછળ બસેડીને આગળ પડતો ભાગ લેશે. અટલુ કરતાં છતાં સકરારી ખજીનામાં પૈસાનો ખે.ટ અને લોકોનું દારિદ્ર એ વધતું જશે. કન્યા રાશીના અષ્ટમસ્થાનમાંનો ચંદ્ર એ ત્રણો ભાગે છલ્લા ભાવનો સ્વામિ છે. આ યોગ આ દેશના વગર ધંદાવાળા લોકોને ઘણીજ કઢંગી સ્થિતિને લેઈ જશે, એવી બીક રહે છે. આ વર્ષ કુંડલીમાં ગુરૂ અને નેપચ્યુન તથા શુક્ર અને મંગળ એ બેજ શુભ યોગ થયેલા છે. પહેલા શુભ યોગમાં ગુરૂનો બીજી રીતે પીડાયમાન થયેલો ન હોત તો ગુરૂ અને નેપચ્યુનના શુભયોગથી સાંપત્તિક-સ્થિતિ સારી રીતે સુધારા ઉપર આવી જાત. બીજો યોગ માત્ર ખેતી ઉપર આધાર રાખનારાઓ ખાણોના માલીકો, ઇમારતી કંટ્રાકટરો વિગેરે લોકોને સારો ફલદાયક થશે. હિંદુસ્થાનના ખનીજ પદાર્થની નિપજ સારી થશે અને પાક પણ સારો આવશે: એવી આશા રખાય છે. નૈસાર્ગિક શક્તિ માત્ર અમારા ઉપર જે કૃપા કરશે તેટલીજ; પણ માનવી શક્તિ તો અમારા વિરૂદ્ધજ જશે. પર રાષ્ટ્રિય પ્રશ્નોમાં તેડી ભાંજગડો અને ગોટાળાઓ જાગશે. નેપચ્યુનના સ્વભાવ ધર્મ પ્રમાણે રાષ્ટ્રની અવનતિ ખોટે માર્ગે થવાનીજ; પણ ગુરૂના શુભદ્દષ્ટિથી, તે સ્થિતિ દબાઇ જવાની કાંઇક આશા રખાય છે. ચોથા ભવનનો સ્વગ્રહનો અને તેમાં સ્થીર રાશીના શુક્ર અધિકારીવર્ગના વિરોધી જનોને પ્રભાવશીલ બનાવે એવું લાગે છે. આ મેષ સંક્રમણ પછી પેહેલો રવિ-ચંદ્ર-સંયોગ

—એપ્રીલ—

માસની ૪ થી તારિખે બપોરે ૧૨-૯ મિનીટે થાય છે. આ વખતે દશમ ભવનમાં મેશરાશીમાં રવિ-ચંદ્ર એ કલા છે તે ગુરૂ-નેપચ્યુન સાથેના

ત્રિકોણમાં છે. આ યોગ રાજ્યકર્તા પુરૂષોને આમાસમાં યશદાયક છે. સામર્થ્યના જોરઉપર તેઓ ગમે તેવા સાહસના કાર્યો કરી શકશે. સપ્તમ સ્થાનનો મંગળ, રવિ-ચંદ્ર સાથે કેન્દ્રયોગ કરતો હોવાથી લોકપક્ષમાં બેબનાવ થશે; એટલુંજ નહી પણ કેટલેક સ્થળે હુલ્લડો પણ થશે. પરરાષ્ટ્ર સંબંધે એવી કાંઇ સ્થિતિ ઉત્પન્ન થશે કે તેથી આ દેશમાં પ્રકોપ થશે. આ માસ વિશેષ હાલચાલનોજ જવાનો છે. વેપારમાં પણ ઉથલપાથલ થશે. સટ્ટાબાજી માથું ઉપર કરશે એવા ચિન્હો જણાય છે. હવામાન ખરાબ થઇને રોગચાળો પથરાશે.

—મે—

માસના ૪ થી તારીખે વૃષભ રાશીના ૧૪ અંશમાં થનારો રવિચંદ્ર સંયોગ આપણા દેશમાં ધન ભુવનમાં થાય છે. એ યોગસાથે પંચમ-સ્થાનનો નેપચ્યુન કેન્દ્રયોગ કરે છે. આ યોગ વેપાર અને વેપારીવર્ગ એમને અનિષ્ટ-સૂચક છે. બેંકોની કંઢગી સ્થિતિ થશે; અને કેટલાકોને દેવાળા ફુંકવાનો વખત લાવશે, નાણાભીડ ઘણાજ જોસમાં પડશે. આ દેશની સાંપત્તિક સ્થિતિ શોચનીય થશે. તા. ૧૫ મે પછીનો કાળ વધારે કઠણ જવાનો છે. લાભસ્થાનનો અષ્ટમેશ મંગળ દેશહિતચિંતકોને, કૌન્સીલરોને નુકસાનીમાં ઉતારવાને કારણ થશે અને કેટલાકોને તે મૃત્યુકારક પણ થવાનો સંભવ છે. કાયદા-મંડળના હકક સંબંધમાં ફેરફાર અને પાછા હાટવાનું ધોરણ એજ વખતે ઉપસ્થિત થવાનો સંભવ છે. લોકનિયુક્ત સભાસદ અને દિવાણો એમને રાજીનામા આપવાનો વખત આવશે. સપ્તમ સ્થાનનો શનિ વસાહતવાળા હિંદી લોકો ઉપર કાયદાના વધારે પડતા બંધનો નિર્માણ કરશે. વ્યય સ્થાનના હર્ષલના લીધે જેલખાનાસંબંધે વિશેષ ચર્ચા થશે. નવમ સ્થાનનો ધનરાશીનો ગુરૂ વધારે પડતી ચર્ચાને જન્મ આપશે. ધાર્મિક દૃષ્ટીથી મહારાષ્ટ્રમાં વિશેષ હકીકત બનવાનો સંભવ છે. આ દેશના નેવિગેશન કંપનીઓને આ માસ લાભદાયક છે.

આ પછી રવિ–ચંદ્રનો થનારો સંયોગ

—જુન—

માસના ૩ જી તારીખે રાતે ૭–૨૫ વાગે થાય છે. આ માસ પણ મે માસ જેવોજ દેશને સાંપત્તિક બાબતમાં અનિષ્ટ જશે. આ માસના ધન સ્થાનમાં મંગળ આવતો હોવાથી તે નેપચ્યુનસાથે પ્રતિયોગ કરે છે. આ યોગ આપણા દેશને તો ખરાબ છેજ. પણ પૂર્વ તરફના દેશોને તો ઘણોજ અનિષ્ટ જશે. વેપાર–રોજગાર અને કારખાનાઓ ડુબી જશે. અત્યાચાર અને સાંસર્ગિક સાંથીના રોગોથી લોકોને પીડા ભોગવી પડશે. દેશની શિક્ષણ સંસ્થાઓને ભુખે રેહવાનો વખત આવશે અને તેથી તેમની પીછેહાટ થશે. આ સ્થિતિ લોકોના આગળ મુખ્યતઃ ખડી રેહશે. વર્ષ કુંડલીના દશમ સ્થાનનો શનિનો યોગ આ માસમાં ફરીથી થતો હોવાથી અધિકારી વર્ગને તે વિશેષ બાધક જવાનો છે. છઠ્ઠા સ્થાનમાંના રવિચંદ્રના લીધે મજુરવર્ગ અને કામકરનારા વર્ગનો પ્રશ્ન જોસથી આગળ આવશે. આ માસમાં મૃત્યુની સંખ્યા પ્રમાણ કરતાં પણ વિશેષ વધી જશે.

## કર્ક–સંક્રમણ.

તારીખ ૨૧ જુનની રાત્રે ૯–૨૧ ( મું. ટા. ) વાગે કર્ક રાશીમાં રવિ પ્રવેશ કરે છે. આ વખતે તનુસ્તાનનો મંગળ કુંભ રાશીના છેલ્લા ભાગમાં છતાં તે મીન રાશીના ૨ જા અંશમાંના ચંદ્રસાથે યુક્ત થયેલો છે. આ ચંદ્ર મંગળની યુતિ ચંદ્રગ્રહકાળના રવિસાથે થાય છે. આ એકજ યોગ દુનિયાને અનેક પ્રકારે તાપદાયક થશે. આપણા દેશમાં રોગોની ભયંકર સાંથ, હુલ્લડો, મારામારી અને અત્યાચાર વિગેરે બનાવોથી લોકો હેરાણ થઇ જશે. ગ્રહણ કાલનો રવિ પીડીત થયેલો હોવાથી તે આ દેશના રાજમંડલને અનિષ્ટસૂચક છે. આ સંક્રમણના અંમલમાં ( તા. ૨૧–૬–૨૪થી તા. ૨૨–૯–૨૪ સુધી ) જુનના છેલ્લુ આઠવાડીયું અને આગસ્ટ માસ આ વખતમાં અનિષ્ટકારક યોગ તીક્ષ્ણ

પ્રમાણે ઉપર થયેલા જણાશે. આ સંક્રમણના ગ્રહયોગ ઉપરથી સાંપત્તિક સ્થિતિ સુધારવાની આશા રહેતી નથી; ફક્ત શિક્ષણખાતાની વ્યવસ્થામાં સુધારો થશે. નેપચ્યુનનો અમલ પરરાષ્ટ્રીય સંબંધ સાથે હોવાથી, તેવિશે નિરાશા, છેતરપંડી, અને ગોટાળા વિગેરે થાય તો તેમાં આશ્ચર્ય નથી. રાજભુવનના ગુરૂના શુભ કિરણોનો લાભ, અધિકારી વર્ગને થતો હોવાથી તેમને આ કાળ લાભદાયક થશે. શાસ્ત્રજ્ઞ અને પંડીત વર્ગમાં ધર્મતત્વ-જ્ઞાન એ વિષય ઉપર કડક વાગયુદ્ધ થવાના સંભવ છે.

## —જુલાઇ—

માસનો અમલમાં રવિ-ચંદ્ર સંયોગ કાળમાં કન્યા રાશીનો ૧૮ મો અંશ મુંબઇ રેખાંશ ઉપર ઉદય પામે છે. અને દશમ સ્થાનમાં બુધ, શુક્ર, રવિ અને ચંદ્ર એ ગ્રહો કર્ક રાશીમાં આવેલા છે. સુધારો અને શાંતતાના દૃષ્ટીથી આ યોગ સારો છે. બુધ-મંગળના નવ-પંચમ યોગ લેખન કલાનો ધંધો કરનારા લોકોને મહત્વનો જશે. છઠ્ઠા ભુવનનો મંગળ કામગાર મજુર લોકોમાં વિશેષ ચર્ચા ઉત્પન્ન કરીને બખેડે મચાવશે. સરકારી ખર્ચમાં વધારે કરકસર થશે. વેપારી-વર્ગને આ માસ સારો જશે. વરસાદ સારો થશે. બંગાલ ઇલાખામાં અતિવૃષ્ટિ થવાનો યોગ છે. વ્યાપારી મંડળમાં વેપારની અભિવૃદ્ધિમાટે જે સબંધ પ્રયત્નો થયા કરેશે.

## —આગષ્ટ—

જ્યોતિષ શાસ્ત્રદષ્ટીથી આગસ્ટ માસ ઘણોજ મહત્વનો જણાય છે. આ માસમાં બે સૂર્ય ગ્રહણો અને એક ચંદ્ર ગ્રહણ એ પ્રમાણે ત્રણ ગ્રહણો દુનિયામાં થયેલા જણાશે. ગ્રહણોના પરિણામ દીર્ઘ કાળ સુધી ટકનારા હોય છે. સને ૧૯૨૪ ના ફેબ્રુઆરી માસનું ચંદ્રગ્રહણ, માર્ચ માસનું સૂર્યગ્રહણ અને આગસ્ટ માસના આ ત્રણ ગ્રહણો, દુનિયામાં ચાલુ થયેલી અસ્વસ્થતા શીખરોને પોંચાડશે. આગષ્ટ પછીનો કાળ યુરોપની શાંત-તાને-પર્યાયથી દુનિયાની શાંતતાને અત્યંત પ્રતિકુળ છે. ફ્રાન્સ, ઇટાલી,

પ્રાશેયા, રશિયા અને તુર્ક એમના વચ્ચેના વાંધાઓ મટવાના બદલે તેમાં વધારો થવાનો વિશેષ સંભવ છે.

તારીખ ૧ આગસ્ટના રોજ સૂર્ય અને ચંદ્રનો સંયોગ થશે. તે વખતે આપણા ધનસ્થાનમાં બુધ-મંગળની શુભ દ્રષ્ટીમાં શુક્ર આવતો હોવાથી દેશનો વેપાર અને સાંપત્તિક સ્થિતિ સુધારશે. આ દેશનો નિર્ગત વેપાર વધશે, એવા લક્ષણો જણાય છે. સપ્તમ સ્થાનનો ગુરૂ રવિ-ચંદ્રસાથે નવપંચમ યોગ કરતો હોવાથી પક્ષભેદ અને કુસંપની વૃદ્ધીનો જોર નરમ પડશે. પરરાષ્ટ્રમાં ગયેલા હિંદી લોકોના સંબંધે સમાધાનકારક બનાવો બનશે એવું જણાય છે. દશમ સ્થાનનો મંગળ બુધ સાથે પ્રતિ યોગ કરવાને જતો હોવાથી, વર્તમાન પત્રકારો વ્યાખ્યાતાઓ, લેખક અને પ્રચારક એમના ઉપર રાજદ્રોહના કેસો થશે. આ માસમાં અતિ વૃષ્ટિ થઇને નદીઓને રેલો આવશે અને નુકશાની થશે. તા. ૧૫ મી આગસ્ટ રોજ થનારૂં ચંદ્રગ્રહણ કુંભના ૨૨ માં અંશમાં થાય છે. મુંબઇના મ્યુનિસિપાલીટીના કારોબારમાં વિશેષ ચકડોળ ગોટાળાઓ થયેલા જણાશે. શેહરમાં આરોગ્ય રહેશે નહી. આ માસમાં પર્શિયા, અફગાણિસ્થાન આ બાજુ ઉપર ધરનીકંપો થશે.

## —સપ્ટેંબર.—

સપ્ટેંબર માસમાં અમળમાં રવિ-ચંદ્રના સંયોગકાળમાં નવમ-સ્થાનમાં રવિ-ચંદ્ર, દશમના અંતમાં શનૈશ્ચર, વ્યયભાવમાં ગુરૂ, તૃતીય સ્થાનમાં મંગળ અને હર્ષલ અને અષ્ટમ સ્થાનમાં શુક્રનેપચ્યુન એવી ગ્રહસ્થિતિ છે. એથી દશમાં આરોગ્ય રહેશે નહીં, રેલ્વે ઉપર અપઘાત અને અકસ્માત થશે. ધર્માદાયના ખાતાઓની સાંપત્તિક સ્થિતિ બગડી જશે. મોટરોના અપઘાત થશે. દેશી લેખકોને આ કાળ ઘણોજ ખરાબ છે. ખેડુતોને આ માસ સારો છે, તારીખ ૨૩ ના રોજ બપોરે ૧૨-૪૯ વાગે.

## —તુળા સંક્રમણ—

થાય છે. આ વખતે ધન સ્થાનમાં મંગળ અને તેની સાથે નેપચ્યુનનો પ્રતિયોગ થાય છે. સંપત્તિ નાશકારક એવો ગુરૂ–હર્શલનો કેન્દ્ર–યોગ પણ આજ વખતે થાય છે. અર્થાત આ સંક્રમણનો અંમલ ( તા. ૨૧–૧૨–૨૪ સુધી ) જ્યાં સુધી છે, ત્યાં સુધી વેપારનો સુધારો કોઈ પણ રીતે થવાનો નથી. હુંડીયા મણના લીધે ભાંનગડો ઉભી થશે. પૈસાની અફરાતફર કર્યાના દાખલાઓ ઉઘાડા પડશે અને તે ચોકા ઉપર આવશે. દેવાળખોરના ભાંપાળા બહાર પડશે. રેલ્વેની ઉપજ એકદમ અકાલ્પિત રીતે ઘડશે. સહાઓ અને શેઅરબજારની સ્થિતિ બગડી જશે. સપ્તમ સ્થાનનો ચંદ્ર દેશના પક્ષભેદ મટાડશે એવી આશા રખાયછે. મોટા માણસોનાં મુશાફરીનો લાભ આ વખતે થશે. પાકના સંબંધે ખેતીકારો ચીંતાતુર થયેલા જોવાશે. આ સંક્રમણ પછી તા ૨૯ ના રોજ રવિચંદ્ર–સંયોગ થાય છે. આ યોગનો અમલ

## —આકટોબર.—

માસમાં રહેનારો છે, પાછલા સંક્રમણના કાળનો મંગળ–નેપચ્યુનનો પ્રતિયોગ, આ વખતમાં પણ સાંપત્તિક સ્થિતિને પ્રતિકુળ છે. શેઅર્સ, પ્રૉમીસરીનોટો વિગેરે કાગળની સંપત્તીનો ભાવ ઘણોજ ઉતરી પડશે. મહારાષ્ટ્રના ઘણા ખરા ભાગમાં પાકનો નાશ થવાની દેહશત રહે છે. શિક્ષણના સંબંધે લાભ થવાના બહલે વાદવિવાદમાંજ કાળ નકળી જશે. રોગ ચાળો અને સાંથના રોગોનો અમલ કાયમ રહેશે એવું લાગે છે. તીવ્ર અસંતોષ ઉત્પન્ન થશે. અધિકારી વર્ગને જોસબંધ વિરોધ થશે. આ માસની ૨૮ મી તારીખે જે રવિ–ચંદ્રનો સંયોગ થશે તેનો અંમલ, આગળના એટલે

## —નવેંબર.—

માસમાં રહેવાનો છે. આ વખતે વૃશ્ચિક એ ખરાબ રાશીમાં રવિ, ચંદ્ર,

શનિ અને બુધ એ ચાર ગ્રહોની યુતિ રાજભુવનના સમીપ થાય છે. પંજાબ અને સિંધ પ્રાંતના દશમ ભુવનમાં આ યોગ પૂર્ણ થાય છે. આ યોગ સાથે મંગળ નવપંચમ યોગ કરે છે; તો પણ સામાન્યતઃ આ યોગ અધિકારીવર્ગ અને જનતા એમને સરખોજ અનિષ્ટ છે. દેશમાં રોગોને ફેલાવો, અશાંતિ અને અત્યાચારો થવાના છે. સરકારનો ખર્ચ અંદાજના બહાર થશે. વેપારની સ્થિતિ ઘણીજ શોચનીય થશે. કૌન્સિલમાં આવનારા મહત્વના ઠરાવો, બીલો, વેપાર, વેરાઓ ( કર ) અને ધાર્મિક બાબતે વિશેનાજ હોવા જોઇએ અને તે અત્યંત અપ્રિય થશે. આ માસમાં રાજકીય અને ઔદ્યોગિક વિગેરે બાબતોમાં લોકોને સમાધાન થાય એવી હકીકત ક્વચિતજ બનશે. અનેક બાજુથી આ મહિનો હિંદુસ્તાનને ઉદ્વેગ-જનક જશે. તારીખ ૨૬ મીના રોજ રવિ-ચંદ્રનો સંયોગ થતો હોવાથી તે તારીખ પછી અને

## —ડિસેંબર.—

માસમાં તેનો અંમલ રહેવાનો છે. આ વખતે નેપચ્યુનનો ઉદય થતો હોવાથી પંચમ સ્થાનનો ગુરૂ અને બુધ એ ગ્રહો તેના સાથે નવપંચમ યોગ કરે છે. અને શનિ ચતુર્થસ્થાનમાંથી દશમ બીંદુ સાથે પ્રતિયોગ કરે છે. આ યોગ ઉપરથી રાજકીય ક્ષેત્રમાં પ્રજાપક્ષ અને અધિકારી વર્ગનો વિરોધી પક્ષ જોસમાં આવી જશે. દેશનો વેપાર પણ સુધારા ઉપર આવશે એવી આશા રખાય છે. ખેતી અને ખેડુતો એમને આ માસ સારો નથી. અષ્ટમ સ્થાનમાં હર્ષલ અને મંગળની યુતિ પ્લેગ જેવા રોગોથી મૃત્યુની સંખ્યામાં મોટો વધારો કરશે. રાષ્ટ્રના વ્યવહારમાં સંચાર કરનારા લોકોને આ માસ કષ્ટપ્રદ જશે. ત્રિજા ભુવનનો શુક્ર રેલ્વે, પોસ્ટ, ટેલીગ્રાફ વિગેરે ખાતાઓનો ઉત્કર્ષ કરશે. ધરણીકંપ અને ખાણોથી અકસ્માત્ થશે.

**सर्वे वै सुखिनः सन्तु ।**
**सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु ।**
**न कश्चिद् दुःखभाग् भवेत् ॥**

---

સને ૧૯૨૪ના સાલમાંના પ્રત્યેક દિવસનું

શુભાશુભત્વદર્શક.

# કાલજ્ઞાન.

—:૦:—

## જાનેવારી–૧૯૨૪

તા. ૧ લેખન ક્રિયા અને વિક્રય એને સવારનો વખત સારો છે. બાકીનો આખો દિવસ અશુભ છે.

૨ સવારે ૮ થી સાંજના ૫ વાગતા સુધી મહત્વના કામો કરવા–મુલાખત વિગેરે લેવાને એ વખત અનુકુળ છે. દિવસ અથમ્યા પછી પ્રવાસ કરવો નહી.

૩ બપોરે ૧૧ વાગતા સુધિનો વખત અનિશ્ચિત છે. બપોર પછી ક્રયવિક્રય., કરારમદાર વિગેરે કામોને અનુકુળ છે.

૪ પ્રવાસને અશુભ; સવારે ૧૦ વાગ્યા પછી નવું. વસ્ત્ર પહેરવાને કિંવા નવાવસ્ત્રની ખરેદી કરવાને અનુકુળતા છે. સાંજનો વખત અશુભ છે

૫ બપોર પછી તે સાંજ સુધીનો વખત કાંઇક શુભ છે. રાત્રે અશુભ છે.

૬ જપ, જાપ, દાનધર્માદિ કર્મ કરવું.

૭ ક્રયવિક્રય, લેખન અને વ્યંવહાર કરવાને સવારે ૧૦ થી તે સાંજે ૫ વાગતા સુધી વખત સારો છે. તે પછી દારિદ્ર અને કલી માતે એનો કાળ છે.

૮ સઘળા કાર્યોમાં આ દિવસ શુભ છે.

૯ બપોર સુધી તાપદાયક અને ભાનગડનો દિવસ. સાંજે જરા શુભ.

૧૦ લેણદેણને વ્યવહારને ઘણોજ ખરાબ દિવસ છે.

૧૧ બપોર પછી શુભ. નવું વસ્ત્ર પહેરવું, મહત્વના કાર્યમાટે કોઇની મુલાખતે જવું, ફરવા જવું, લેણા દેણાનો વ્યવહાર કરવો એને ઉત્તમ દિવસ છે.

૧૨ આ દિવસ વિશેષ મહત્વનો નથી.

૧૩ ક્રયવિક્રય અને લેણાદેણા કરવી.

૧૪ સવારનો વખત સારો; સવારના દશ વાગ્યા પછી લેણાદેણાના વ્યવહારને અશુભ અને ચિંતાજનક છે.

૧૫ બપોર પછી અશુભ; આ દિવસ વિશેષ મહત્વનો નથી.

૧૬ સવારના ૯ વાગતા સુધી વ્યવહારને ઉત્તમ, તે પછી અશુભ. સૂર્યાસ્ત પછી શુભ.

૧૭ વિશેષ મહત્વનો આ દિવસ નથી.

૧૮ વ્યવહારને અશુભ; ચિંતા, રોગ અને હાનિદર્શક છે.

૧૯ તકરાર થવાના કારણો. ત્યજવા. સાંજ પછી શુભ. એશ આરામ ને ચૈનબાજીને આ દિવસ સારો છે.

૨૦ આ દિવસ વિશેષ મહત્વનો નથી.

૨૧ સવારનો વખત કાંઇક ઠીક. મોટા માણસાંની મુલાખત લેવી વિગેરે કામ આ દિવસે કરવું નહી.

૨૨ દિવસ ઉગ્યા પછી બે કલાક સુધી ઉત્સાહ વર્ધક કાળ છે. ને પછી દારિદ્ર વખત છે. બપોરે ત્રણ વાગ્યા પછી સર્વ કાર્યમાં યશ મળે એવો વખત છે.

૨૩ કોઇ પણ નવા કાર્યનો આરંભ આ દિવસે કરવો નહી.

૨૪ બપોરે ત્રણ વાગતા સુધી શુભ વખત. તે પછી કલહ, મનને તાપ અને હાનિકારક વખત છે.

૨૫ દેવાલેવાનો વ્યવહાર ઘણોજ વિચાર કરીને કરવો અને પ્રવાસ કરવો નહી.

૨૬ સવારનો વખતથોડા પ્રમાણમાં શુભ.

૨૭ બપોર થતાં સુધી મુલાખતો લેવી અને બીજા કામોને શુભ. સાંજનો વખત અનિશ્ચિત છે.

૨૮ લેણદેણના વ્યવહારને અપયશ; દારિદ્ર અને ઔદાસિન્યવર્ધક અને સામાન્યતઃ સર્વ પ્રકારના વ્યવહારને અશુભ.

૨૯ સાંજનો વખત સર્વ કાર્યને શુભ, એશ આરામ, ચૈન, લેણાદેણાનો વ્યવહાર કરવો અથવા ઠરાવવો, પ્રવાસ કરવો વિગેરે બાબતોને સારો છે.

૩૦ સામન્યતઃ અશુભ છે.

૩૧ લેખન ક્રિયા, વ્યાપાર ધંધો; કૃપા મેળવવી વિગેરે કામોને ઠીક છે. રાતનો વખત અશુભ છે. પ્રવાસ કરવો નહી.

## ફેબ્રુઆરી ૧૯૨૪.

તા. ૧ ઉપાસકો, ભજન કરનારા, યોગાભ્યાસી લોકોને આ દિવસ મહત્વનો છે.

૨ આ દિવસ વિશેષ મહત્વનો નથી.

૩ સવારના ૮ વાગતા સુધી શુભ; તંટા બખેડાનો પ્રસંગ અને પ્રવાસ કરવાનું ત્યજવું.

૪ ઔદાસિન્ય, હાનિ અને દારિદ્ર દર્શક છે.

૫ જપ, દાન, ધર્મ વિગેરે કામો કરવા.

૬ બપોરે બે વાગાના સુધી સાધારણ રીતે સારો વખત. ધીમાસથી કામ કરવું.

૭ ત્રાસદાયક અને નુકશાન કરનારો દિવસ. સાંજ પછી શુભ.

૮ આ દિવસ અનિશ્ચિત; નવીન ઔષધ ઉપચાર કરવાનું સારૂં નથી.

૯ બપોર પછી શુભ. લેણાદેણા, પ્રવાસ, સટ્ટાઓ વિગેરે કામો કરવા.

૧૦ સાંજનો વખત શુભ—સાંજે લેખી વ્યવહાર કરવો અને તે વિચારપૂર્વક કરવો.

૧૧ ઘણોજ અશુભ દિવસ.

૧૨ બપોરે ૧૧ થી ૧ સુધી કાંઈક શુભ દિવસ. બાકીનો વખત અશુભ.

૧૩ વેપારધંદો, પત્રવ્યવહાર, કરારમદાર, નવી ચીજો વેચાતી લેવા વિગેરેને શુભ; પણ પૈસા ઉડાવવાનો અને ધનવ્યય વિશેષ થવાનો સંભવ છે.

૧૪ પ્રવાસ કરવો નહી. ઘણોજ અશુભ દિવસ છે. અપઘાત થવાનો સંભવ છે.

૧૫ રાતે ઘણોજ ખરાબ—પ્રવાસ ત્યજવો.

૧૬ અશુભ દિવસ.

૧૭ પ્રવાસને સારો દિવસ.

૧૮ હાનિકારક અશુભ દિવસ.

૧૯ સાંજે સંપત્તિ આપનારો અને સુખ આપનારો દિવસ નવા વ્યવહાર લેણદેણા અને મુલાખતો લેવાનું કામ કરવું.

૨૦ અશુભ દિવસ.

૨૧ સામાન્યતઃ હાનિકારક અને અશુભ દિવસ,

૨૨ સવારનો વખત કષ્ટકારક અને મનને તાપદાયક છે.

૨૩ અશુભ દિવસ.

૨૪ સામાન્યતઃ શુભ દિવસ. નવા કામોનો આરંભ કરવો મુલાખતો લેવી, કૃપા મેળવવા નવા વસ્ત્રો પહેરવા વગેરે કામો કરવા.

૨૫ સવારનો વખત દારિદ્ર્યદર્શક, બપોરથી તે ૪ વાગતા સુધી શુભવખત. સાંજનો વખત અશુભ.

૨૬ અનિશ્ચિત દિવસ.

૨૭ અશુભ દિવસ. ઉપરી અધિકારીઓ સાથે સાવચેતીથી વર્તવું.

૨૮ બપોર પછી શુભ. પૈસાનો વ્યવહાર, પ્રવાસ વગેરે મહત્વના કામો કરવા.

૨૯ બપોર સુધી કાંઇંક સારો; તે પછી અશુભ.

## માર્ચ ૧૯૨૪.

તા. ૧ પ્રવાસ કરવાને શુભ. સાધારણ રીતે થોડા પ્રમાણમાં શુભ. સાંજરે ફક્ત અશુભ.

૨ સર્વ પ્રકારના વ્યવહારને અશુભ.

૩ સાંજને શુભ. તેમજ અનિશ્ચિત જેવો.

૪ ઘણાજ મહત્વનો દિવસ. નવા કરાર, વ્યવહાર, દસ્તાવેજ વિગેરે કરવા. મહત્વના કાર્યો હાથમાં લેવા.

૫ જપ, ધ્યાન, દાન અને ઇશ્વરોપાસના કરવી.

૬ નેકીથી તથા ધીમાસથી કામ કરનારને લાભદાયક.

૭ અશુભ દિવસ.

૮ બપારે ૨ વાગતા સુધી મહત્વનો શુભ વખત—એવ ખનો નવા વ્યવહાર, લેણાદેણાના કામો, વેપાર ધંદા અને મહત્વના કામો કરવા.

૯ બપોર સુધી શુભ, પછી અનિશ્ચિત, સાંજરે અશુભ.

૧૦ અનિશ્ચિત દિવસ.

૧૧ અશુભ દિવસ.

૧૨ કરારમદાર, દસ્તાવેજ વીગેરે કરવો નહી.

૧૩ અશુભ. પ્રવાસ અને લેણાદેણાનો વ્યવહાર કરવો નહી.

૧૪ સાંજથી અશુભ વખત. પ્રવાસ કરવો નહી.

૧૫ સંશોધક, કલ્પક, લેખક વિગેરે લોકોને ઘણોજ અનુકુળ.

૧૬ બપોરનો વખત મહત્વનો. ઉપરી અધિકારીઓની મુલાખત લેવી. બાકીનો દિવસ અશુભ.

૧૭ સર્વ વ્યવહારને અશુભ.

૧૮ સવારે ૯ તે ૧૨ વાગતા સુધી શુભ તે પછી અશુભ.

૧૯ સવારે ૯ વાગતા સુધી થોડા પ્રમાણુમાં શુભ તેમજ રાત્રે શુભ.
૨૦ અશુભ. અકસ્માત્ યોજેલી કાર્યો સિદ્ધ નહી થાય એવો સંભવ છે.
૨૧ સાધારણુ રીતે સર્વ વ્યવહારને અશુભ.
૨૨ યશ અને સુખદાયક દિવસ. દ્રવ્યાર્જન અને કૃપાસાધન તેમજ મહત્વના કાર્યો કરવા.
૨૩ ઔદાસિન્ય અને દારિદ્ર વર્ધક દિવસ છે.
૨૪ અશુભ દિવસ.
૨૫ દિવસે અશુભ અને રાતરે શુભ.
૨૬ દિવસ અનિશ્ચિત. રાત શુભ.
૨૭ બપોરના વખતે અલ્પ પ્રમાણુમાં શુભ.
૨૮ દિવસે કલહ કરનારો અને તાપકારક છે.
૨૯ અતિશય અશુભ. પ્રવાસ કરવો નહી.
૩૦ સાધારણુ શુભ. આરોગ્ય સંબંધના અને રાજદરબારી કામો કરવા.
૩૧ અનિશ્ચિત્ત દિવસ.

## એપ્રિલ ૧૯૨૪.

તા. ૧ અશુભ દિવસ.
૨ સવારનો વખત શુભ અને ઉત્સાહકારક. બાકીનો દિવસ અશુભ લેણુદેણુના વ્યવહાર સાવચેતીથી કરવા.
૩ વિશેષ મહત્વનો નથી.
૪ દાનધર્મ અને ઇશ્વરોપાસના કરવી.
૫ અનિશ્ચિત દિવસ.
૬ વિશેષ મહત્વનો નથી.
૭ સવારે ૯ થી સાધારણુ રીતે શુભ.
૮ અનિશ્ચિત.

૯ દિવસનો વખત વિશેષ મહત્વનો નથી. રાતરે અનિશ્ચિત.
૧૦ દ્રવ્ય મેળવવાનો પ્રયત્ય કરવો.
૧૧ વેપાર ધંધો કરવાને સારો દિવસ.
૧૨ બપોર સુધી શુભ; તે પછી અશુભ; પ્રવાસ કરવો નહી.
૧૩ અતી અશુભ દિવસ.
૧૪ સાંજરે માત્ર શુભ.
૧૫ સાધારણ રીતે શુભ.
૧૬ દારિદ્ર અને કષ્ટદાયક દીવસ છે.
૧૭ બપારે સુધી ઉત્સાહ અને યશદાયક; પછી અશુભ
૧૮ સાંજે નવા વસ્ત્રો લેવા તથા પહેરવા.
૧૯ અતીશય અશુભ—અપયશ દાયક દીવસ છે. કોઇ પણ જાતનના મહ-
ત્વના કામો આ દિવસે કરવા નહી.
૨૦ અનિશ્ચિત પણ રાતરે શુભ.
૨૧ ઉત્સાહદાયક અને શુભ દિવસ.
૨૨ દારિદ્ર મનનો ક્ષોભ અને માંદગી લાવનારો દિવસ છે.
૨૩ સાંજનો વખત થોડા પ્રમાણમાં શુભ.
૨૪ ધન મેળવવાને તથા લેણદેણાને પ્રતિકુળ.
૨૫ બપોર સુધી શુભ અને મહત્વનો વખત છે. સાંજનો વખત દારિદ્ર વર્ધક.
૨૬ ચીંતા, શરીર ક્લેશ અને હાનિકારક દિવસ છે.
૨૭ સવારે ૯ થી ૧ સુધી શુભ અને લાભ દાયક. સાંજે સુખકારક.
૨૮ સાંજરે શુભ. મહત્વના કામો હાથ ઉપર લેવા.
૨૯ દિવસે અત્યંત અશુભ અને હાનિકારક.
૩૦ અનિશ્ચિત.

## મે ૧૯૧૪.

તા. ૧ બપોર સુધી થોડા પ્રમાણમાં શુભ.
૨ સાંજે ૬ થી ૮ સુધી શુભ.

૩ અશુભ દિવસ. બપોર સુધી વિશેષ અશુભ.

૪ સાંજરે માત્ર અલ્પ પ્રમાણમાં શુભ.

૫ બપોરના અરસામાં થોડા પ્રમાણમાં શુભ.

૬ સાંજરે અલ્પ પ્રમાણમાં શુભ.

૭ અનિષ્ટકારક દિવસ. કલહ અને હાનિકારક પ્રસંગો ઉત્પન્ન થવાના સંભવ.

૮ અનિશ્ચિત દિવસ.

૯ બપોર પછી સર્વે કાર્યને અનુકુળ દિવસ.

૧૦ દારિદ્ર, ઔદાસિન્ય અને હાનિકારક દિવસ.

૧૧ બપોર સુધી વિશેષ અશુભ. વ્યવહારમાં સમજુતીના ફેરના લીધે ભાંજગડો ઉત્પન્ન થવાનો સંભવ છે.

૧૨ બપોર સુધી આરોગ્યને નુકશાન કરનારો વખત છે. સાંજરે અલ્પ પ્રમાણમાં શુભ.

૧૩ સવારે દશ વાગ્યા પછી સુખદાયક કાળ છે. રાતરે અશુભ.

૧૪ સવારે પૈસા સંબંધી વ્યવહાર અને પ્રવાસ કરવો નહી.

૧૫ અશુભ દિવસ.

૧૬ બપોર સુધી લેણદેણના અને પૈસાના વ્યવહારો કરવા. બાકીનો વખત અશુભ.

૧૭ આખો દિવસ અશુભ. રાતરે ૯ થી ૧૧ સુધી શુભ વખત.

૧૮ બપોરે ૩ થી ૫ સુધી ખરેદી વિક્રીને અને પ્રવાસને અનુકુળ.

૧૯ અશુભ દિવસ.

૨૦ બપોર સુધી યશ દાયક વખત.

૨૧ અશુભ દિવસ. સ્ત્રીઓ સાથેના વ્યવહાર બનતા સુધી ત્યજવા.

૨૨ વિશેષ મહત્વનો દિવસ નથી.

૨૩ અનિશ્ચિત દિવસ. પ્રવાસ કરવો નહી.

૨૪ અનિશ્ચિત દિવસ.

૨૫ સાંજરે વિશેષ અશુભ.

૨૬ અનિશ્ચિત દિવસ.

૨૭ અત્યંત અશુભ. અકસ્માત અને માંદગી લાવે એવો,

૨૮ બપોર સુધી થોડા પ્રમાણમાં અનુકુળ.

૨૯ સવારનો વખત શુભ. બાકીનો દિવસ સાધારણ રીતે અશુભ.

૩૦ અશુભ દિવસ.

૩૧ સાંજે ૪ વાગતા સુધી સુખકારક અને મહત્વનો. તે પછી અશુભ.

## જુન ૧૯૨૪.

તા. ૧ વિશેષ મહત્વનો નથી. રાતરે અશુભ.

૨ અશુભ દિવસ.

૩ સવારે ૧૦ વાગતા સુધી શુભ. તે પછી અનિશ્ચિત. પ્રવાસ કરવો નહી.

૪ અશુભ દિવસ. વેપાર, ધંધો પત્રવ્યવહાર, દસ્તાવેજ વિગેરે, કરવા નહી.

૫ ઘણોજ મહત્વનો અને શુભ દિવસ. સર્વે પ્રકારના મહત્વના કામો કરવાને યોગ્ય.

૬ દારિદ્ર અને ઔદાસિન્યજનક હકીકત બને એવો સંભવ,

૭ પ્રવાસ ત્યજવો.

૮ કલહ અને હાનિકારક.

૯ બપોર પછી અશુભ દિવસ.

૧૦ બપોર સુધી ધનહાનિકારક વખત. બપોરે ૩ થી ૫ સુધી સૌખ્યદાયક. પછી અશુભ.

૧૧ સવારે ૯ થી વેપારને અનુકુળ. સાંજરે અશુભ.

૧૨ બપોરે ૩ સુધી અશુભ. પછી ૫ સુધી શુભ. તે પછી અશુભ.

૧૩ અનિશ્ચિત દિવસ. સા વચે તિથી રેહવું.

૧૪ બપોરથી સાંજ સુધી શુભ.

૧૫ બપોરથી વિશેષ અશુભ. વ્યવહાર હોંશીયારીથી કરવો.

૧૬ બપોર પછી ઘણોજ શુભ વખત. સર્વ પ્રકારના મહત્વના કામો હાથ ઉપર લેવા.

૧૭ સવારનો વખત અનિશ્ચિત. બપોર પછી શુભ.

૧૮ સાધારણ રીતે અશુભ. સ્ત્રીઓ સાથેના વ્યવહાર બનતા સુધી ત્યજવો.

૧૯ અપયશદાયક દિવસ.

૨૦ બપોરે ત્રણ વાગતા સુધી ખરેદી, વીકી, વેપાર, ધંધો પૈસાનો વ્યવહાર એ કામોને શુભ. તે પછી અશુભ.

૨૧ બપોર સુધી શુભ. તે પછી સાંજ સુધી કલહ અને મનને ક્ષોભ થાય. એવો વખત.

૨૨ અનિશ્ચિત દિવસ.

૨૩ અનિશ્ચિત દિવસ.

૨૪ સવારે ૧૦ વાગતા સુધી અશુભ. બપોરે ૪ સુધી શુભ. તે પછી અશુભ.

૨૫ રાતરે ૯ તે ૧૦ સુધી શુભ. બાકીનો વખત અનિશ્ચિત.

૨૬ બપોરે બે વાગતા સુધી ઉત્સાહકારક વખત. ખંતથી કામ કરવું.

૨૭ બપોર પછી ત્રણ કલાક સૌખ્યદાયક વખત.

૨૮ સવારે ૮ થી ૧૨ સુધી પ્રવાસ કરવાને સારો વખત.

૨૯ વિશેષ મહત્વનો દિવસ નથી.

૩૦ બપોર પછી બૌધિક કાર્યો કરવા. રાતરે અશુભ. પ્રવાસ ત્યજવો.

## જુલાઈ ૧૯૨૪.

તા. ૧ પ્રયત્નને યશદાયક. સર્વ વ્યવહારને અનુકુળ.

૨ ઇશ્વરોપાસના, દાન, પુણ્ય સંપાદન કરવામાં વખત કાઢવો.

૩ સવારનો વખત શુભ. પ્રવાસને અનુકુળ. સાંજનો વખત હાનિ કારક.
૪ સાંજે થોડા પ્રમાણુમાં શુભ.
૫ અશુભ દિવસ. માનસિક ત્રાસ થવાનો સંભવ.
૬ આરોગ્ય હાનિ, ધનનાશ અને અપઘાત એનાથી પીડા થવાનો સંભવ.
૭ બપોર સુધી દારિદ્ર્યયોગ. પૈસાનો વ્યવહાર સવામેતિથી કરવો.
૮ અશુભ દિવસ.
૯ સાંજરે યશ અને શાંતતા દાયક યોગ. કલ્પક અને સંશોધકને મહત્વનો દિવસ.
૧૦ દ્રવ્ય હાનિ, ચિંતા, રોગ, અપકીર્તિ કરનારો દિવસ.
૧૧ સવારનો વખત શુભ. યશદાયક અને સૌખ્યકારક. તે પછી પ્રવાસ ત્યજવો. દસ્તાવેજ કરાર વિગેરે કરવાં નહી.
૧૨ સવારનો વખત અશુભ. ૧૦ વાગ્યા પછી સારો વખત. મહત્વના કામો કરવા. ઉપરી અધીકારીઓની મુલાખત લેવી અને પ્રવાસ કરવો.
૧૩ સાંજ સુધી ચિંતા, કલહ, તંદુરસ્તીની હાનિ. રાતરે ૯ વાગ્યાથી શુભ વખત.
૧૪ સવારે ૧૦ સુધી શુભ. તે પછી સાંજ સુધી અશુભ. પ્રવાસ અને સ્ત્રિયોસાથેનો વ્યવહાર ત્યજવો. રાતરે થોડા પ્રમાણુમાં શુભ.
૧૫ સવારે અશુભ. ૧૦ થી ૧૨ સુધી શુભ. સાંજરે થોડા પ્રમાણુમાં શુભ.
૧૬ પ્રવાસ કરવો નહી. અનિશ્ચિત દિવસ. સાંજે અશુભ.
૧૭ સવારે ૮ થી ૧૨ સુધી થોડા પ્રમાણુમાં શુભ. પછી અશુભ. શુભરાતરે

૧૮ અશુભ દિવસ.

૧૯ સવારે ૮ થી ૧૦ સુધી શુભ. બપોર પછી દુઃખ, દારિદ્ર અને હાનિકારક.

૨૦ સાધારણ રીતે અશુભ. પ્રવાસ ત્યજવો.

૨૧ સવારે ૯ વાગતા સુધી શુભ. પછી અશુભ.

૨૨ સર્વ વ્યવહારને શુભ. સાંજરે ખરેદી વિકરી, વેપાર એને ઉત્તમ.

૨૩ દ્રવ્ય હાનિ, ચિંતા, તંદુરસ્તીને બગાડનારો, સર્વ વ્યવહારને અશુભ.

૨૪ અનિશ્ચિત દિવસ.

૨૫ અશુભ દિવસ; પણ બપોરે ૨ થી ૩ સુધી પ્રવાસને શુભ.

૨૬ બપોરથી ૪ વાગતા સુધી શુભ. તે પછી કલહ અને હાનિકારક.

૨૭ દ્રવ્યપ્રાપ્તી અને આરોગ્યને શુભ.

૨૮ વેપાર, ધંધો, ઉદ્યોગ, મહત્વના કામો વિગેરેને શુભપ્રદ.

૨૯ અનિશ્ચિત દિવસ.

૩૦ બપોરે ૨ વાગતા સુધી અશુભ વખત. તે પછી ૪ સુધી પ્રવાસ, ઉપરી અધિકારિઓની મુલાખતો લેવી એ કામને સારો. પછી અશુભ.

૩૧ જપ, દાનધર્મ વિગેરે કામો કરવા.

### આગષ્ટ ૧૯૨૪.

તા. ૧ સવારે ૪ થી ૫ સુધી શુભ. તે પછી અશુભ.

૨ વેપારધંધો, કૃપાસંપાદન, ધનોપાર્જન, નવા વસ્ત્રો પહેરવા વિગેરે કામોને શુભ.

૩ દ્રવ્યની હાનિ કરનારો.

૪ અશુભ દિવસ.

૫ સવારે અશુભ. સાંજે ધનોપાર્જનને અનુકુળ.

૬ સાધારણ રીતે અશુભ. રાતે તો ઘણોજ અશુભ.

૭ સવારે અશુભ. બપોરે બે વાગ્યા પછી ઉત્સાહકારક અને સુખદાયક વખત.

૮ સાંજે પાંચ વાગ્યા પછી પ્રવાસ કરવાને સારો વખત. સવારથી સાંજે પાંચ વાગતા સુધી આખો દિવસ અશુભ. આરોગ્યને માટે સાવચેતી રાખવી.

૯ કલહ અને ક્લેશદાયક છે.

૧૦ સવારે કોઇપણ જાતના કરાર વિગેરે દસ્તાવેજ કરવા નહી. બપોરે બે વાગ્યા પછી સારો વખત છે.

૧૧ સવારે ઉદ્યમને માટે અનુકુળ અને યશદાયક કાળ છે. સાંજનો વખત અશુભ.

૧૨ મધ્યાન્હથી બે વાગતા સુધી વેપાર ધંધાને માટે અનુકુળ વખત છે.

૧૩ અશુભ દિવસ.

૧૪ અશુભ દિવસ.

૧૫ અાગીઆર વાગ્યાથી બે વાગતા સુધી ઉદ્યમને માટે અનુકુળ દિવસ છે. તેપછી અતીશય અશુભ, પ્રવાસ કરવો નહી.

૧૬ સામાન્યતઃ અશુભ પત્રવ્યવહાર અને કરાર વિગેરે બનતા સુધી કરવા નહી.

૧૭ એ દિવસ વિશેષ મહત્વનો નહી.

૧૮ સાંજે ૪ વાગ્યા પછી યશ અને સૌખ્યદાયક દીવસ છે.

૧૯ સાંજે થોડા પ્રમાણમાં શુભકારક.

૨૦ સવારે શુભ અને ઉત્સાહકારક. સાંજે અશુભ.

૨૧ આખો દિવસ શુભ: સૌખ્યકારક અને પ્રવાસને અનુકુળ; પણ રાતરે અશુભ.

૨૨ બપોર પછી આરોગ્યહાનિ અને તકાર કરાવનારો.

૨૩ પૈસાનો વ્યવહાર કરવો નહી.

